# નેઅ્મત.

જેની અંદર
હલાલ હરામ હયવાનોનું, શીકાર અને તેની
શરતોનું, હયવાનોને ઝબાહ કરવાનું
અને અંકાકા ઈત્યાદીનું બયાન છે.



બનાવી પ્રગટ કરનાર


હાજી ગુલામઅલી હાજી ઈસમાઈલ
અધિપતી રાહેનજાત, નુરેઈમાન તથા
કુરઆને શરીફના તફસીર વા૦વા૦ના કર્તા.
અમદાવાદ પાંચપટ્ટી.


કીંમત બે આના પોષ્ટેજ માફ.





તા૦ ૧૫ મી માહે શાબાન સન ૧૩૨૧.

# તફસીર ખતમ થઈ.

ખુદાએ ગફફારના લાખો બલકે કરોડો શુક્ર કે અહલેબૈતે અ-તહાર અલયહે મુસ્સલામના તુરૈલથી કુરઆને શરીફની જે તફસીર સ્વપ્ને પણ થવા ખ્યાલ નહતો તે લખાઈ છપાઇને પુરી થઇ. અમો ધરતા હતા કે એ તફસીરના મોહટા રોયલ ૪ પેજી એહજાર પેજ થશે પણ અમોએ મવકે મવકે કેટલીક વધારે ઉમદા બાબતોનો વધારો કર્યો વી૦ કારણથી એ હજારને છસો પેજ થયાં. હવે એ તફસીરને મેળવી પુઠાં બંધાવી જેમ બનશે તેમ ઇનશાઅલ્લાહ હદીયો આવેલા સાહેબોને મોકલી આપીશું અને જે સાહેબોએ હદીયો ન મોકલ્યો હોય તેઓએ તાકીદે મોકલી મંગાવી લેવો.

હવે મોઅમિન બિરાદરોએ આવી અમુલ્ય નેઅમત તરફ જરા ધ્યાન આપવું જોઇએ અને તેની જોઇએ તેટલી નહીં તો સાધારણ રીતે પણ કદર કરવી જોઇયે, અમોને ઉમેદ હતી કે આ તફસીર કે જેની પાંચસો નકલ છપાતી હતી તે છપાઇને પુરી થતાં સુધીમાં જ હાથોહાથ ખપી જશે, પણ અમારી તે ઉમેદ પાર પડી નહીં, ખેર વસ્સલામ.

લ૦ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ

અમદાવાદ—પાંચપટ્ટી.

# નેઅમત.

## બિસ્મિલ્લાહિર રહેમાનિર રહીમ.

**અલહેમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન અલ્લાહુમ્મ સલ્લે અલા મોહમ્મદ વ આલેમોહમ્મદ.**

ખુદાએતઆલાના કરોડો શુકર કે તેણે પોતાના બંદાઓ માટે ખાવા પીવા વી૦ ની જાત જાતની ઘણી નેઅમતો પૈદા કરી છે, તેમાં સરવેથી ખાવાની ઉમદા નેઅમત ગોશ્ત છે, તો ગોસ્ત કેટલાંક હયવાનોનો હલાલ છે અને કેટલાંકનો હરામ છે, અને તે વિશે કેટલાંક બીરાદરોને ખબર ન હોવાથી રાહેનજાત અને નુરેઇમાનને ચાહનાર **શે૦ કરમાલીભાઈ મુળજીભાઇ મોરૂન્ડાવાવાળાએ** લાંબી મુદ્દતથી એ બયાન રાહેનજાતમાં છાપવા ફરમાયશ કરેલ જેથી અમોએ પણ તેમ કરવા વાયદો આપેલ, પણ દરેક વખતે ઉપ્યોગ માટે આ ખાસ જુદીજ કીતાબ બનાવી **નેઅંમત** નામ રાખ્યું અને તેની અંદરની બાબતો કીતાબ **"હુલ્યતુલ મુત્તકીન"** **"તોહફતુસ્સાએદીન"** અને **"તોહફએ અહમદીયા"** વી૦ કીતાબોમાંથી ચુંટીને લખી છે, કોઈ જગોએ ભુલ થઇ હોય તો માફ ફરમાવશો.

**લ૦ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ ભાવનગરી**
**હાલ અમદાવાદી તા૦ ૧ લી શાબાન સન ૧૩૨૨ હી૦**

# ફસલ પહેલી–ગોશ્ત ખાવા વિશે.

—⊂⊃*⊂⊃—

**ખુદાએતઆલા** કુરઆને શરીફમાં છઠ્ઠા સીપારામાં સુરએ માએદામાં ફરમાવેછેકે'**ઓહિલ્લત લકુમ બહીમતિલ અનઆ્‍મ**' એટલે તમારા માટે ચોપગા હયવાન હલાલ કરવામાં આવ્યા, અને તે પછી તેનો ઘણો ખુલાસો લખ્યો છે તે અમો **તફસીર**માં લખી ચુકયા છીએ, અને એ શીવાય **કુરઆન**માં ગોસ્ત ખાવા વિશે કેટલીક જગ્યાએ ફરમાવ્યું છે.

અને **હદીસ**માં છે કે હઝરતે **ઈમામે જાઅ્‍ફરે સાદીક** અ૦ ફરમાવ્યું કે દુન્યા અને આખેરતમાં બેહતરમાં બેહતર તરકારી ગોસ્ત છે, જેમકે **ખુદાએતઆલા**એ બેહીસ્તના વખાણમાં ફરમાવ્યું છે કે "**વલહમે તયરિન મિમ્મા યશતહુન**" એટલે પંખીનો ગોસ્ત જે કાંઇ ચાહશે તે મળશે. અને બીજી મોઅતબર હદીસમાં મનકુલ છે કે અબદુલ અઅલા અને મસમઅે એજ હઝરતને અરજ કરી કે અમારી પાસે એવી રીવાયત આવી છે કે **હઝરતેરસુલે ખુદા સ૦** ફરમાવ્યું છે જે ઘરમાં ગોશ્ત ભર્યું હોય તેને ખુદા દુશ્મન રાખે છે, તો હઝરતે ફરમાવ્યું કે હા તે સાચી વાત છે પણ તેના અર્થ તેઓ સમજ્યા તેમ નથી પણ તેના અર્થ એ છે કે ખુદા એ ઘરને દુશ્મન રાખેછે કે જે ઘરમાં ગીબત કરી બીરાદરોનો ગોસ્ત ખવાતો હોય, કેમકે બિરાદરે મોમીનની ગીબત કરવી તે ભાઇના મુરદાનો ગોસ્ત ખાવા બરાબર છે. અને બીજી હદીસમાં ફરમાવ્યું છે કે હઝરતે રસુલે ખુદા સ૦ ગોસ્ત ઘણોજ ખાતા હતા અને તેને ચાહતા હતા

અને મ્હારા વાલિદ પણ ગોસ્તને ઘણોજ ચાહતા હતા, અને હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે અમો કુરેશીયો ગોસ્તને બહુજ ચાહીએ છીએ, અને હદીસે હસનમાં હઝરતે સાદીક અ૦ થી મનકુલ છે કે ગોસ્ત ખાવાથી શરીરમાં ગોસ્ત પૈદા થાય છે અને જે કોઈ ચાળીસ દીવસ સુધીમાં એક દીવસ પણ ગોસ્ત ન ખાય તો તેનો સવાબ ખરાબ થઇ જાય છે અને એવા શખ્સના કાનમાં અઝાન આપવી જોઇએ, અને ફરમાવ્યું કે ચાલીસ દીવસ સુધી ગોસ્ત ખાધું ન હોય તો ખુદા ઉપર તવકલ કરી કરઝ લઇને ખાય કે તેનું કરઝ અદા થઇ જશે.

હઝરતે ઇમામે મોહમ્મદે બાકીર અ૦ થી મનકુલછે કે બની-ઇસરાઇલીયોએ હઝરતે મુસા અ૦ પાસે શીકાયત કરી કે અમારા લોકોમાં કોઢ વધી ગયો છે, તો હઝરત ઉપર ખુએતઆલાએ વહી મોકલી કે તેઓને હુકમ કર કે ગાયના ગોસ્ત સાથે ચુકુંદર[1] પકાવીને ખાય. અને હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યું છે કે કાચો ગોસ્ત ખાઓ નહીં કેમકે તે ફાડીખાનાર પ્રાણીયોનો ખોરાક છે પણ તેને આગ અથવા સુર્યથી શેકીને ખાઓ, હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ થી મનકુલ છે કે જ્યારે કમકુવ્વતી હોય ત્યારે ગોસ્ત દુધમાં પકાવીને ખાઓ, અને બીજી હદીસમાં મનકુલ છે કે કોઇ એક પયગમ્બરે ખુદાએતઆલા પાસે કમકુવ્વત અને સુસ્તી વિશેની શીકાયત કરી તો વહી આવી કે ગોસ્તને દુધમાં પકાવીને ખાઓ કે તેથી અંગમાં કુવ્વત આવશે.

---

૧ એક જાતની તરકારી છે.

અને હઝરતે ઇમામે **ઝયનુલ આબેદીન અ૦** થી મનકુલ છે કે આપે ફરમાવ્યું કે હાડકાને ચુસો નહીં કેમકે તે જીન્નાતનો હક છે, અને જો એમ કરશો તો જીન તે હાડકા કરતા વધારે સારી ચીજ તમારા ઘરમાંથી ઉપાડી જશે.

## ફસલ બીજી—ગોશ્ત ખાવા વિશે એઅંતેરાઝ કરનારાઓનો અકલી જવાબ.



જાણવું જોઇયે કે **ગોશ્ત** ખાવો દુરૂસ્તછે બલકે તે વીશે તેની તાકીદ પણ છે એ બાબતની કુરઆનની બે આયતો અને કેટલીક હદીસો પહેલી ફસલમાં લખી ચુકયા છીએ, પણ જેઓ ગોશ્ત ખાવા વીશે એઅતેરાઝ કરે છે અને કુરઆન અને હદીસને માનતા નથી તેઓ માટે ગોશ્ત ખાવામાં ગુનાહ નથી તે અકલથી સાબીત કરવામાં આવે છે કે દુન્યાનો ઘાટ જોતાં એવું માલુમ પડે છે કે એના **પૈદા કરનારે** દુન્યામાં કેટલાંક પ્રાણીયોની ખોરાકી કેટલાંક પ્રાણીયો કરી છે જેમકે બગલાંની ખોરાક માછલાં છે, કરોળીયાની ખોરાક માખો અને મચ્છર વી૦ છે, બીલાડીની ખોરાક ઊંદર વિગેરેછે અને તેમજ જંગલી જનાવરો જેમકે વાઘ અને વરૂ વીગેરેની ખોરાક પણ કેટલાંક પ્રાણીયો છે, અને તેમજ દરીયાના કેટલાંક પ્રાણીયોની ખોરાક પણ પ્રાણીયો છે, તો સાબીત થયું કે તેના સરજનહારેજ તે પ્રાણીયોને ગોશ્ત ખાવાની પરવાનગી આપેલી છે અને તે તેમાં નારાજ નથી કેમકે જો નારાજ હતે તો બીજાં પશુઓ જેમકે ઢોર બળદ અને

ભેંસ વી૦ ની જેમ સરવે પ્રાણીયોની ખોરાકી ઘાંસ દાણો વીગેરે કરતે, ગોસ્તને તેઓની ખોરાકી કરતે નહીં.

અને જેઓ ગોશ્ત ખાવામાં **ગુનાહ** કહે છે તેઓની પાસે ગુનાહ હોવાની માત્ર એકજ દલીલછે કે તેઓ કહે છે કે જીવ મારી નાંખતાં તેને ઇજા પહોંચે છે તેથી ગુનાહ થાય છે તો તેનો જવાબ એ છે કે હયવાનને ન મારે અને તે કુદરતથી મરી જાય ત્યારે પણ તેને ઇજા થાય છે, અને આખર તો તેને મરવુંજ છે, તો આના જવાબમાં તેઓ કહે છે કે ત્યારે ઇનસાનને મારી નાંખવામાં શા માટે ગુનાહ છે ? કેમકે તેને પણ આખર મરવુંછે, તો તેનો જવાબ એ છે કે ઇનસાન છે તે સરવે હયવાનોનો સરદાર છે અને સર્વે મખલુકાત કરતાં શ્રેષ્ટ છે, અને એ શીવાય ઇનસાનના મરવાથી સેંકડો જાતના કારભારમાં ખલલ પડી જાય છે અને તેના બાલબચ્ચાં યતીમ થઈ જાય છે, જેઓનું પાળણપોશણ કરતો હોય તેઓ નિરાધાર થઇ જાય છે અને હયવાન માટે એવી કશી બાબત નથી, અને તેઓ હયવાનને મારવામાં ગુનાહ ગણે છે પણ પોતાનો મતલબ આવે છે ત્યારે હયવાનને મારતાં ચુકતાં નથી જેમકે હીંદુ ધર્મવાળા પોતાની દેવીને ભોગ આપવા માટે બકરા અથવા પાડા અથવા કોઇ પણ જાનવરને કાપી નાંખી અગનીમાં હોમી દીયે છે, અને તે કાપનારા ઘણેભાગે હીંદુ ધર્મના આગેવાન બ્રાહ્મણો હોય છે, અને તેમ કરવાથી એમ સમજે છે કે હવે આપણી કૌમ ઉપર તે દેવી કદી કોપશે નહીં, તો તે વખતે ગુનાહ કયાં ગયો ?

ઉપરાંત એ શીવાય તેઓના દેવો જેમકે રામચંદ્રજી વીગેરે પણ શીકાર કરતા અને ગોસ્ત ખાતા હતા, તો જો તેમાં ગુનાહ હોત તો તેઓ કેમ ખાત ? ઉપરાંત રજપુત લોકો તથા ક્ષત્રીયો હજી સુધી ખાય છે અને તેઓને ધર્મ તરફથી છુટ મળેલી છે એવું કહે છે તો તેથી પણ એમ જણાય છે કે તેમાં ગુનાહ નથી.

એ તમામ બાબતો એક તરફ રાખી ગોસ્ત ખાવામાં ગુનાહ થાય છે એમ કહેનારને કહેવામાં આવે છે કે અગર જો તેઓ માત્ર "પર માટી" ખાવામાંજ ગુનાહ સમજતા હોય તો દુન્યામાં ભાગ્યેજ એવો ઇનસાન હશે કે જેના પેટમાં પરમાટી જતી ન હોય અને તે તેનો ઉપ્યોગ કરતો ન હોય જેમકે હયવાનના અંગમાં ખોરાકીથી દુધ, ગોસ્ત અને છાણુ વીગેરે બને છે, અને દુધમાંથી ઘી થાય છે કે તે હયવાનના અંગમાંની પહેલાં નંબરની ઉમદા માટી છે, અને ગોસ્ત હયવાનના અંગની બીજા નંબરની માટી છે અને છાણુ હયવાનના અંગમાંની ત્રીજા નંબરની માટી છે, તો ઘી હીંદુ મુસલમાન સહુ કોઇ ખાય છે તો શું તે પરમાટી નથી ? અને ત્રીજો નંબર છાણુ તેનો પણ સરવે કોઇ ઉપ્યોગ કરે છે, હવે ગોસ્ત કે જેનો બીજો નંબર છે તે પણ ઘીની જેમ પરમાટી છે પણ એટલો ફેર છે કે તેનો દરજ્જો ઘી કરતાં ઉતરતો છે, હવે આમાં વાંધો લેનાર એવો વાંધો લીયે કે ઘી અને છાણુનો ઉપ્યોગ કરવાથી ઢોરને કાંઇ ઇજા પહોંચતી નથી અને ગોસ્તનો ઉપ્યોગ કરવાથી તેને ઇજા પહોંચે છે તેથી ગોસ્ત ખાવામાં ગુનાહ છે તો જાણવું કે ઘી થાય છે તે પણ હયવાનને ઇજા પહોંચ્યા પછી થાય છે જેમકે વાછડાં પાડાં વી૦ ને

તેની માતાનુ દુધ ન પીવરાવી તે બન્નેના આત્માને બાળે છે, ત્યારે મનુષ્યને દુધ મળે છે. અને તેમાંથી ઘી થાય છે, તો આ ઘી ખાવામાં શું હયવાનને ઇજા આપી ન ગણાય ? હવે પરમાટી ખાવાનો સવાલ તો ઉડી ગયો અને તેનો ગુનાહ પણ ચાલતો થયો, અને હયવાનને ઇજા આપવાના ગુનાહની બાબત રહી ગઈ તો તેનો જવાબ એ છે કે કોઇ કોઇને એક ફટકો મારે અને કોઈ કોઇને સો ફટકા મારે તો તે બન્ને ગુનાહ તો ગણાશે પણ ગુનાહના દરજામાં અલબત્તાં ફેર રહેશે, પણ જ્યારે તે એક ફટકો મારનારો વારંવાર મારીને સો ફટકા મારશે ત્યારે તે પણ સો ફટકા મરનારના દરજાસાં ગણાશે જેમકે બળદને ગાડીમાં જોડે છે અને તે ગાડી ઉપર બેશીને લોકો બહારગામ જાય છે અને તે ન ચાલે ત્યારે આર ભોંકે છે અને પરોણા મારે છે તો વિચારો કે તે કેટલો મોહટો ગુનાહ છે ? હવે એ લોકોને કહેવામાં આવે છે કે જ્યારે તમે ગોશ્ત ખાતા નથી ત્યારે તમો બેલગાડીમાં પણ બેસો નહીં કેમકે બાપડાં બળદને નાહક તમારો ભાર ખેંચવો પડે છે અને માર ખાવો પડેછે, ત્યારે એના જવાબમાં કહે છે કે અમો તેને ઘાંસ દાણો ઇત્યાદી ખવરાવીયે છીએ કાંઈ મફ્ત કામ લેતા નથી, તો તેઓનો જવાબ એ છે કે તેઓ કાંઇ તમારા ઘાંસ દાણાના મોહતાજ નથી બલકે તેને જંગલમાં મુકી આપો તો તે તમારા ઘેર રહે છે તે કરતાં બમણો તાજા અને પુષ્ટ થાય અને તેમજ ખેતી કરવા માટે બળદને હળમાં જોડીને અનાજ પકવવામાં આવે છે અને ખેડુતો તેના ઉપર જે જુલ્મ ગુજારે છે તે સરવે કોઇ જાણે છે કે તે બાપડાના મોઢા બાંધી બાંધીને મારે છે, તો એ લોકોએ અનાજ પણ ખાવું જોઇયે નહીં કેમકે ગાયના [illegible]

સેંકડો જાતના દુઃખ અને સંકટો આપે છે ત્યારે એ અનાજ પાકે છે, તો શું એ અનાજ ખાવામાં પાપ નથી ? કેમકે હયવાનને કાપે ત્યારે ગોશ્ત થાય છે અને તેમજ બળદોને મારી પુંછડા આમળી અધમુવો કરે ત્યારે અનાજ થાય છે.

અર્થાંત—જ્યારે એવાં લોકોને આવી દલીલો કહેવામાં આવે છે ત્યારે લાચાર થઇને કહે છે કે ઢોરને તો ખુદાએ ઇનસાનના કામ અને ફાયદા માટે બનાવ્યાં છે તેથી તેઓ પાસેથી કામ લેવામાં કાંઇ ગુનાહ નથી. તો આવા જવાબથી અમારો મતલબ પણ પુરો થાય છે કે જેમ કેટલાંક પશુઓ ઇનસાનને બેસવા અને ગાડીએ જોડવા ભાર ખેંચવા વી૦ વી૦ ઇનસાનના કામ માટે બનાવ્યાં છે તેમજ કેટલાંક હયવાનો ખાવાના ઉપ્યોગ માટે પણ પૈદા કર્યાં છે, તો તેમાં ગુનાહ ક્યાં રહ્યાં? હા અલબત્તાં હયવાન પાસેથી તેના ગજા ઉપરાંત વધારે કામ લેવું તેને મારવું દુઃખ આપવું અને તેને પેટ ભરીને ખોરાક ન આપવો સરદી ગરમીની ઇજાથી જાણી જોઇને ન બચાવવા વીગેરેમાં ગુનાહ છે.

## ફસલ ત્રીજી શીકારની કીસમોનું બયાન.

જાણવું જોઇયે કે **શીકારની** પંદર કીસમો છે.

**૧-શીકાર કરવો વાજીબ** છે અને એ વખતે વાજીબ થાય છે કે શીકાર કરનારની અને તેના બાલબચ્ચાની ખોરાકીનો શીકાર ઉપરજ આધાર હોય અને એવી હાલત હોય કે અગર શીકાર ન કરે તો તેઓ ભુખ્યા રહે તો તેના ઉપર શીકાર કરવો વાજીબ છે,

૧—શીકાર કરવો સુન્નત છે, અને તે એ વખતે સુન્નત છે કે તેની અને તેના ઘરના લોકોની ખોરાકીમાં બહોળાઇ ન હોય એટલે ખોરાકી એટલી વધારે મળતી ન હોય કે સારી રીતે ખાઇ શકે તો તે વખતે ખોરાકીમાં વધારો કરવાની નીય્યતથી શીકાર કરવો સુન્નત છે.

## ૭—કીસમો શીકારમાં હરામ છે.

૧—ગસબી ચીજથી શીકાર કરવો જેમકે શીકારી કુતરો અથવા બાજ વી૦ કોઇ પાસેથી ચોરીને અથવા જોર જુલમ વી૦ થી લાયે તો તે વડે શીકાર કરવો હરામ છે, અને તેમાં ગુનાહ થશે પણ તે શીકાર ખાવો હરામ નહીં થાય.

૨—જે શીકારનું જનાવર હોય તેના કરતાં મોહટા હથીયારે શીકાર કરવો હરામ છે, અને કટલાંક આલીમો મકરૂહ જાણે છે.

૩—બીજાની જગ્યામાં રજા વિના શિકાર કરવો હરામ છે.

૪—જે શીકારની ચીજ છે તે શીવાય બીજી ચીજે શીકાર કરવો હરામ છે, જેમકે શીકારી કુતરો તીર નેઝો અને તલવારથી શીકાર દુરૂસ્ત છે પણ બાઝ અને ચિત્તા વીગેરે થકી શીકાર કરવો હરામ છે અને તે ખાવું હલાલ નથી. જામએ અબ્બાસીમાં લખે છે કે બંદુકથી શીકાર કરવો જાએઝ નથી અને તેમજ પત્થર વી૦ થી જનાવરનું માથું કચરી નાંખવું શીકાર નહીં ગણાય પણ તલવાર અને નેઝો અને તેમજ તેના જેવી જે તેજ અને ધારવાળી ચીજ હોય તે વડે શીકાર કરે.

૫—કાફર, અહલેબૈતનો દુશ્મન, દીવાનો તમીજ વિનાનો છોકરો શીકાર કરે તે ખાવું હરામ છે કેમકે એ શીકાર મુરદારના હીસાબમાં છે.

૬—જે શખ્સે એહરામ* બાંધ્યો હોય તેના હાથનો શીકાર કરેલો પણ હરામ અને મુરદારના હુકમમાં છે.

૭—મક્કા અને મદીનાના હરમમાં શીકાર કરવો હરામ છે.

## ૬—કાંસમો શીકારમાં મકરૂહ છે.

૧—મજુસીએ તઅલિમ આપેલ શીકારી કુતરા વડે શીકાર કરવો મકરૂહ છે.

૨—શીકારી કાળા કુતરા વડે શીકાર કરવો મકરૂહ છે.

૩—રાતના શીકાર કરવો મકરૂહ છે.

૪—હયવાનના બચ્ચાઓને તેની રહેઠાણની જગ્યા અને માળામાંથી કાઢવા મકરૂહ છે માટે કાઢવાં જોઇએ નહીં.

૫—જુમ્માના દીવસે માછલીનો શીકાર કરવો મકરૂહ છે.

૬—મક્કાના હરમ તરફ જે હયવાન જતું હોય તેનો શીકાર કરવો મકરૂહ છે.



## ફસલ ચોથી શીકારની શરતોનું બયાન.

૧—કુતરાવડે શીકાર કરે તો તે કુતરાને એવી રીતે તઅલીમ આપેલી હોવી જોઇએ કે જ્યારે શીકાર ઉપર તેને મુકે ત્યારે તરતજ વગર ઢીલે તે દોડે અને જ્યારે તેને મના કરે ત્યારે તરતજ અટકે પણ જો તઅલીમ આપ્યા વિનાના કુતરાવડે શીકાર કરે તો તે શીકારનો ગોસ્ત ખાવો હરામ છે.

૨—એ શીકારી કુતરો શીકારને ખાતો ન હોય. કેમકે જો

* હજ કરવા જાય છે ત્યાં એહરામ બાંધે છે તે.

શીકારને ખાતો હોય તો તે શીકાર હલાલ નથી પણ કોઇ વખતે બનવાકાળ ખાય તો હરકત નથી.

૩—શીકાર કરનાર મરદ હોય અથવા ઓરત હોય અથવા તમીઝદાર છોકરાં હોય, પણ તે મુસલમાન હોવા જોઇએ.

૪—જે શખ્સ શીકારી કુતરાને શીકાર ઉપર મુકે અથવા તીરને કમાનથી ફેંકે, અથવા તલવાર અથવા નેઝો મારે તો તેને જોઇએ કે બિસ્મિલ્લાહ અથવા સુબ્હાનલ્લાહ અથવા અલ્લાહો અકબર તેમજ તેની જેવા શબ્દો કહીને મુકે અથવા મારે કેમકે જો જાણી બુઝીને બિસ્મીલ્લાહ નહીં કહે તો તે શીકાર હલાલ નથી અને તેમજ શીકાર વખતે બીજો કોઇ બિસ્મિલ્લાહ કહે તો તે શીકાર હલાલ નથી.

૫—શિકાર કરવા કુતરાને મુકે અથવા નેઝો વી૦ મારે ત્યારે શીકારની નીય્યત હોવી જોઇયે પણ શીકારની નીય્યત વિના કુતરો દોડયો જાય અથવા તીર કમાનથી છુટી જાય અને તે શીકારને મારે તો તે હલાલ નથી.

૬—જેનો શીકાર કરવો હોય તે જનાવર ધ્યાનમાં હોવું જોઇએ. પણ કુતરાને મુકતી વખતે અથવા તીર ફેંકવા વી૦ વખતે કોઈ જનાવર નજરની સામે ન હોય કે તેના શીકારનો ઈરાદો કરે અને ગમે તે જનાવરનો શીકાર થાય, તો તે હલાલ નહીં ગણાય.

૭—ઝખમના સબબથી શીકાર મરી જવો જોઇએ જેમકે કુતરાના દાંતથી અથવા તીર તલવાર અથવા નેઝો લાગવાના સબબથી તે હલાક થવું જોઇએ, અને ઝબાહ કરવાની જગ્યોએ એ ચીજો વાગવી જોઇએ એ શરત નથી બલકે કોઇ પણ ભાગના ઝખમીપણાના સબબથી તે મરી જાય તો બસ છે પણ એ ઝખમ શીવાય બીજાં કારણથી મરી જાય જેમકે વધારે સખ્ત પડવાથી મરી જાય, અથવા

પાણીમાં ડુબીને મરી જાય અથવા પહાડ ઉપરથી પડીને મરી જાય અથવા કુતરાએ તેનું ગળું પકડયું હોય અને તેને ઝખમ થયો ન હોય પણ તે બ્હીકથી અને દહશતથી મરી જાય અથવા કુતરાએ ઝખ્મી કર્યા પછી બીજો કોઇ ફાડી ખાનાર જનાવર તેને મારી નાંખે, એ સરવે બાબતોમાં એ શીકાર હલાલ નહીં ગણાય.

૮--ઝખ્મી થએલ શીકાર નજરથી છુપી જવું જોઇએ નહીં અને તેમાં એટલી હયાત હોવી જોઇએ કે તે જીવતું રહી શકે પણ અગર આંખોથી છુપી જાય અને તે પછી તેને મરેલું જુવે તો તે પછી તે હલાલ નથી જોઇએ તો તે છુપ્યા પછી કુતરો તેની પાસે હાજર હોય અથવા ન હોય.

૯—શીકાર કરનાર શિકારને લીયે તે વખતે તેમાં એટલી હયાત બાકી હોય કે તેને ઝબાહ કરી શકે તો તે વખતે તેને ઝબાહ કરવું લાઝીમ છે અને અગર એવા વખતમાં તેને ઝબાહ ન કરતાં એમજ મરી જવા દીયે તો મશહુર અને એહતીયાત એ છે કે તે હલાલ નથી.

૧૦—જે હયવાનનો શીકાર કરે તેમાં એટલી શકતી હોવી જોઇએ કે તે નાસી શકે પણ બચ્ચું હોય અથવા નાસવાની શકતી રાખતું ન હોય તો તેનો શીકાર કરવો હરામ છે.



## ફસલ પાંચમી શીકારના અહેકામ.



જાણવું જોઇયે કે જે જગ્યાએ કુતરો દાંતથી શીકારને પકડે તે જગ્યો પાણીથી ધોઇને પાક કરી નાંખવી જોઇયે અને તીર ફેંકનાર

તેમજ નેઝો અને તલવાર મારનાર એકજ હોવાની શરત નથી બલકે કેટલાંક જણ મળીને એક શીકાર ઉપર તીર અથવા નેઝો અથવા તલવાર મારે તો જાયઝ છે, અને એ વખતે એ શીકારમાં સરવે જણ શરીક ગણાશે, અને એજ પ્રમાણે તીર ભોંય પડ્યા પછી ઉછળીને શીકારને વાગે તો પણ તેમાં હરકત નથી.



## ફસલ છઠ્ઠી હલાલ હયવાનોનું બયાન.



જાણવું જોઇયે કે નીચે લખેલાં છ કીસમના હયવાન હલાલછે અને જે હયવાન હલાલ હોય તેનો નરમાદા બચ્ચું એ સરવે હલાલછે.

૧—ઉંટ.

૨—બળદ જોઇયે તો ગામઠી હોય અને જોઇયે તો જંગલી હોય અને તેમજ ભેંસ.

૩—બકરો મેંઢો દુંબો જોઇયે તો ગામઠી હોય અને જોઇયે તો જંગલી હોય અને તેમજ હરણ.

૪—ગોરખર એટલે જંગલી ગધેડો.

૫—એ પંખીયો કે જે હલાલ છે, અને તે હલાલ હોવાની ચાર નીશાનીયો છે તો તે ચારમાંથી જે પંખીમાં એક નીશાની પણ હોય તે હલાલ છે, પહેલી નીશાની એ કે "સફ" કરતાં તેનો "દફ" વધારે હોય અને "સફ" એને કહે છે કે પંખી બન્ને પાંખ પાસરી ફૈલાવીને ઉડે અને ઘણી હલાવે નહીં જેમકે સમળાં ઉડતી વખતે પાંખો સરખી રાખીને ઉડે છે અને તેને ઘણીજ

ઓછી હલાવે છે, અને "દફ્ફ" એને કહે છે કે પંખી ઉડતી વખતે પાંખો હલાવતું જાય અને ઉડતું જાય જેમકે કબુતર કે ઉડતી વખતે તે પાંખોને ઘણીજ હલાવે છે, હાંસલ કલામ જે પંખી ઉડતી વખતે પાંખ ઘણી હલાવતું હોય તે હલાલ છે, બીજી નીશાની એ કે તેને પોટો હોય એટલે દાણો રહેવાની જગ્યા જેમકે કબુતરને હોય છે, ત્રીજી નીશાની એ છે કે તેને સંગદાના હોય એટલે દાણો ખોરાકી વી૦ રહેવાની કોથળી હોય જેમકે બટેરને પેટમાં હોય છે, ચોથી નીશાની એ કે તેના પંજાની પછવાડે કાંટો હોય જેમકે મરઘડાં અને તીતરને હોય છે. તો મતલબ એ કે આ ચાર નીશાનીમાંથી એક નીશાની પણ જે પખીમાં હોય તે હલાલ છે જેમકે મરઘડાં કબુતર ચકલી ઈત્યાદી

૬—ભીંગડાંવાળી માછલી હલાલ છે જોઇયે તો તેના નામ જુદાંજુદાં હોય. અને એ શીવાય દરિયાના જનાવરો કે જેઓ દરિયામાં પૈદા થાયછે અને ઘણે ભાગે દરિયામાંજ રહ્યા કરેછે તે સરવે હરામછે.



## ફસલ સાતમી હરામ હયવાનોનું બયાન.



જાણવું જોઇયે કે નીચે લખેલાં વીસ જાતના હયવાનો હરામ છે. અને જે હયવાન હરામ હોય તેનો નર માદા, બચ્ચું ઈત્યાદી હરામ છે.

૧—દરેક જાતનો કુતરો.

૨—દરેક જાતનો સુવ્વર.

૩—દરેક જાતની બીલાડી.

૪—તમામ ફાડીખાનાર જનાવરો જેમકે વાઘ ચિત્તો વરૂ, લોંકડી, શીયાળ અને તેઓને લગતાં ઇત્યાદી.

૫—દરેક જાતનો ઉંદર.

૬—એ જનાવર કે જેઓ પહેલે ઇનસાન હતા પણ તે પછી પોતાના પયગમ્બરની નાફરમાની કરવાથી મસ્ખ થઇ ગયાં એટલે તેઓની આકૃતીયો જનાવરો જેવી થઈ ગઇ, અને એ રીવાયત પ્રમાણે એવાં જનાવર તેર જાતનાછે ૧-હાથી ૨-વરૂ ૩-સસલો ૪-ચામચીડી ૫-વાંદરા ૬-સુવ્વર ૭-"મારમાહી" એક જાતની સાંપ જેવી માછલી છે ૮-ઘો ૯-ઉંદર ૧૦-વીંછી ૧૧-રીંછ ૧૨-ઢેડ ગરોડી ૧૩-ભમરો. અને કેટલીક રીવાયતમાં વારીદ થયુંછે કે કુતરો પણ મસ્ખ થએલાંમાંનો છે અને કેટલીક રીવાયતમાં મોર વિશે પણ લખે છે કે મસ્ખ થએલ છે. અને શીઆ મઝહબમાં મોર હરામ છે, અને એ શીવાય બીજાં કેટલાંએક જનાવર જેમકે કરોળીયો જુ મચ્છર વીગેરે વિશે પણ લખેલ છે કે તેઓ પણ મસ્ખ થએલાંઓમાંથી છે.

૭—"ખઝ" અને સન્જાબ અને ફનક કે તે એક જાતના જાનવરોછે

૮—ઝમીનના તમામ કીડા જેમકે કીડી, માંખ, કાનખજુરો, સાંપ વીંછી ઇત્યાદી, સરવે હરામ છે.

૯—એ હલાલ જનાવર કે જેને નર્ક ખાવાની ટેવ પડી હોય તેનો ગોસ્ત ખાવો હરામ થઈ જાય છે, પણ તે દરેક હયવાનને મુકરરર કરેલી મુદ્દત પ્રમાણે એ નર્ક ખાવાથી અટકાવી કેદ રાખી પાક

દાણો પાણી આપે તો તે હલાલ થઈ જાય છે અને એવા હયવાનને કેદ રાખવાની મુદ્દત નીચે પ્રમાણે છે.

ઉંટને ચાળીસ દીવસ,

ગાયને મશહુર પ્રમાણે વીસ દીવસ પણ કેટલાંક આલીમો ત્રીસ દીવસ અને કેટલાંક ચાલીસ દીવસ પણ કહે છે.

બકરાને મશહુર પ્રમાણે દસ દીવસ અને કેટલાંક સાત દીવસ અને કેટલાંક ચઊદ દીવસ પણ કહે છે.

ઘરના મરઘડાને મશહુર પ્રમાણે ત્રણ દીવસ.

બતક અને પાણી ઉપર તરતાં મુરઘાઓને મશહુર પ્રમાણે પાંચ દીવસ અને કેટલાંક આલિમો છ દીવસ અને કેટલાંક ત્રણ દીવસ પણ કહે છે.

માછલીને મશહુર પ્રમાણે એક દીવસ, અને એ શીવાય ગમે તે જનાવર હોય તેને નર્ક ખાવાથી એટલી મુદત સુધી કેદ કરી રાખે અને પાક ચારો ખવરાવે કે તેનું નામ નરક ખાનાર રહે નહીં.

૧૦–હલાલ જનાવર જેમકે બકરી વીગેરે સુઅરનું એટલું દુધ પીયે કે તેના હાડકા સખત અને મજબુત થઈ જાય તો તે બકરી વીગેરે હરામ થઇ જશે અને તેનાથી તે બચ્ચું થશે તે પણ હરામ છે.

૧૧—કોઈ હલાલ જનાવર સાથે કોઈ માણસે (તોબા તોબા) બદકામ કર્યું હોય તો તે જનાવર અને તેમજ તેનાથી જે બચ્ચું થાય તે હરામ છે બલકે એવા જનાવરને ઝબાહ કરીને તેના મુરદાને બાળી નાંખવું વાજીબ છે.

૧૨-જે જનાવર પંજો મારતું હોય જેમકે બાઝ ઇત્યાદી હરામ છે.

૧૩-દરેક જાતનો કાગડો.

૧૪-એ પંખી કે જેને તીર મારે અને તે મરી જાય અને તેમજ એ હયવાન કે જેને ઝખમી કરે અને મરી જાય તે પણ હરામ છે.

૧૫-ભીંગડા વીનાની માછલી અને તેમજ ભીગડાવાળી પાણીમાં મરી જાય તો તે પણ હરામ છે કેમકે માછલી માટે શરત છે કે પાણીની બહાર મરવી જોઇયે, અને મરેલી માછલી કાફર મુશરિક પાસેથી લઇને ખાવી હરામ છે.

૧૬-કેંકડો.

૧૭-કાચબો.

૧૮-એ ગોસ્ત કે જે હરામ ચીજ સાથે એવી રીતે પકાવે કે તે હલાલ અને હરામ મિશ્ર થઇ જાય, અથવા હરામનો અસર હલાલમાં જાય તો એ પણ હરામ છે.

જાણવું જોઇએ કે હલાલ પક્ષીનું ઇંડુ હલાલ છે અને હરામ પક્ષીનું ઇંડુ હરામ છે અને હલાલ તથા હરામ પક્ષીનું ઇંડુ મળી જાય તો તેની ઓળખાણ એ છે કે જે ઇંડાના બન્ને તરફના છેડા એકજ જાતના હોય તે હરામ છે અને તે ઇંડાના બન્ને છેડા એક સરખા નહોતાં ફેરફાર હોય તે હલાલ છે.

૧૯-મોર.

૨૦-શાહુડી.

## ફસલ આઠમી મકરૂહ હયવાનોનું બયાન.



જાણવું જોઇયે કે જે હયવાન મકરૂહ છે તેનો ગોસ્ત ન ખાવો બેહતર છે અને ખાય તો ગુનાહ નથી અને એવા મકરૂહ જનાવર ચઉદ જાતનાં છે, જેમકે ઘોડો, ખચ્ચર, ગધેડો અને બીજાં કેટલાંક પંખીયો વી૦ અને તેમજ એ હયવાન કે જેણે એક અથવા બે વખત સુવ્વરનું દુધ પીધું હોય, પણ સુન્નત એ છે કે એવા જનાવરને સાત દીવસ સુધી કૈદ રાખી તેને પાક ચારો ખવરાવે પછી પોતે ખાય, અને હયવાને શરાબ પીવાથી તેનો ગોસ્ત હરામ થતો નથી પણ તેના ગોસ્તને ધોઇ નાંખવા પછી ખાવો જોઇએ પણ એહતીયાત એ છે કે તેના પેટ અંદરની ચીજ જેમકે દિલ ઇત્યાદી ખાય નહીં.



## ફસલ નવમી હલાલ હયવાનોમાંની હરામ ચીજો નું બયાન.



જાણવું જોઇયે કે હલાલ હયવાનોમાંની સત્તર ચીજો ખાવી હરામ છે,

૧-૨-નર અને માદાની જાહેર તેમજ છુપી શરમની જગ્યા. ૩-તિલ્લી. ૪-પિત્તું એહતીયાતન હરામ છે. ૫-બન્ને ખુસીયા. ૬-એહતીયાતન મસાના હરામ છે, અને મસાના પેશાબ રહેવાની કોથળીને કહે છે. ૭-એહતેયાતન ગર્ભસ્થાન. ૮-પીઠની અંદરના હા-

ડકામાંના સફેદ મગઝ જેને આમ લોકો હરામ મગઝ કહે છે, ૯-એ બે પઠા કે જે પીળા હોય છે અને માથાથી પુંછડી સુધી લાંબા અને પહોળાં હોય છે, ૧૦-કેટલાક આલિમો ગદ્દદને પણ હરામ કહે છે અને ગદ્દદ ગોશ્તની અંદરના ગાંઠાઓને કહે છે કે જે ગોશ્ત નહીં પણ ગોશ્તને મળતા હોય છે. ૧૧-પગની આંગળીઓની નજીકના મુળ. ૧૨-એહતીયાતન આંખની અંદરનો કાળો ડોળો. ૧૩-મુંડીની અંદર ચણા જેટલો મગઝ હોય છે તે. ૧૪-પીશાબ, પણ ઉંટનું પીશાબ દવા માટે પીવું હરામ નથી અને એજ પ્રમાણે બડ઼ા અને વીર્ય, શુક અને શેડા વી૦ પણ ખાવા હરામ છે. ૧૫-છાણ, લીંડીઓ ઇત્યાદી, ૧૬-લોહી, પણ હલાલ કર્યા પછી દિલની અંદર જે લોહી રહે છે તેમાં મતભેદ છે, ૧૭—મરેલું હયવાન ખાવું હરામ છે, અને એજ પ્રમાણે જીવતાના અંગમાંથી ગોશ્તનો કટકો કાપી લીયે તે ખાવો તેમજ વાપરવો હરામ છે. અને ઉન વાળ પીછાં શીંધડાં ખરી દાંત નખ જીવતાં હયવાનથી જુદા થાય તેમજ મરેલાં હયવાનથી જુદાં થાય તો તેમાં હરકત નથી પણ જે ભાગ ચામડી અને ગોશ્તને અડયો હોય તે પાક કરી નાંખે, જાણવું જોઇએ કે મરેલાં પક્ષીમાંથી ઇંડુ નીકળે અને તે ઇંડાના ઉપરની છાલ સખત થઇ ગઇ હોય તો તે પાક છે.



## ફસલ દસમી હલાલ હયવાનોમાંની મકરૂહ ચીજોનું બયાન.

જાણવું જોઇયે કે ચાર ચીજો મકરૂહ છે. ૧—ગોશ્તની

અંદરની રગો, ૨—ગુરદા. ૩—ગધેડા અને ઘોડાનો ગોશ્ત ૪—મગ્રુહુર એ છે કે હયવાનોમાંના આંતરડાં અને હોજરી વી૦ મકરૂહ છે.



## ફસલ અગીયારમી હયવાનોને ઝબાહ કરવા વિશે.



જાણવું જોઇએ કે ઝબાહ કરવાની બાર કીસમ છે ૭ **મુબાહ એક સુન્નત,** ચાર **હરામ** અને **એક મકરૂહ,** મુબાહ એ કામને કહે છે કે જે કરવામાં કાંઇ ગુનાહ ન હોય, અને એ ૭ **મુંબાહ** નીચે પ્રમાણે છે.

૧–હયવાનને **હથીયાર થકી** ઝબાહ કરવું જેમકે છુરી તીર બરછી વી૦ થી ૨—શીકારી કુતરાને ખુદાનું નામ લઇને મુકવો. ૩–હયવાનને ઝબાહ કરવાથી તેના પેટ અંદરના બચ્ચાનો હુકમ હલાલનો છે અને શરત છે કે તે બચ્ચું અધુરૂ ન હોય એટલે પુરૂ થયું હોય અને તેના ઉપર વાળ ઉગ્યા હોય અને રૂહ જોઇએ તો ખોળીયામાં દાખલ થઈ હોય અથવા દાખલ થઇ ન હોય, પણ જો તેની ખલકત અધુરી હોય તો તે હરામ છે અને જો પેટમાંથી જીવતું બહાર નીકળે તો તે ઝબાહ કર્યા વિના હલાલ નહીં ગણાય. ૪–માછલીનું ઝબાહ કરવું એ છે કે તેને પાણીથી જીવતી બહાર કાઢે, અને બહાર કાઢવામાં બિસ્મિલ્લાહ કહેવાની તેમજ બહાર કાઢનાર મુસલમાન હોવાની શરત નથી, અને કાફર પાસેથી મરેલી માછલી લેવી મુરદારનો હુકમ રાખેછે ૫—તીડનું ઝબાહ કરવું એ છે કે તેને જીવતું પકડી લીએ જોઇયે તો હાથથી અથવા જાળથી અથવા ગમે તે ચીજથી પકડે અને તેમાં પણ

બિસ્મિલ્લાહ કહીને અથવા મુસલમાને પકડવાની શરત નથી. ૬—જે હયવાન કુવામાં પડી ગયું હોય અથવા મેદાનમાં ભાગી જતું હોય અને રીતસર તેને ઝબાહ કરવું બની શકે એમ ન હોય તો ગમે તે પ્રકારથી તેને મારે કે તે હલાલ છે.

અને એક કીસમ સુન્નતછે તે એછે કે મોઅમિન ઝબાહ કરે

અને ચાર કીસમ હરામ આ છે ૧—કાફર અને અહલેબૈતના દુશ્મને ઝબાહ કરવું, ૨—દીવાનાએ ઝબાહ કરવું, ૩—નશામાં ચકચુર હોય તેણે ઝબાહ કરવું, ૪—તમીઝ વિનાના બચ્ચાએ ઝબાહ કરવું.

અને એક કીસમ મકરૂહછે તે એછે કે શીઆ શીવાય બીજાં મુસલમાને ઝબાહ કરવું પણ શીઆહ ન મળે અને જરૂરત વખતે બીજો કોઇ ઝબાહ કરે તો મકરૂહ નથી.

## ફસલ બારમી હયવાનોને ઝબાહ કરવામાં વાજીબ ચીઝોનું બયાન

જાણવું જોઇયે કે ઝબાહ કરવામાં નીચે લખેલી તેર ચીજ વાજીબ છે.

૧—ઝબાહ કરનાર તમીઝવાળો હોવો જોઇયે જેમકે તમીઝ વિનાના છોકરાનું ઝબાહ કીધેલું હલાલ નથી, ૨—ઝબાહ કરનાર દીવાનો હોવો જોઇયે નહીં ૩—ઝબાહ કરનારો નશામાં ચકચુર અને બેહોશ હોવો જોઇયે નહી અને એ હયવાનને ઝબાહ કરવાનો

ઇરાદો પણ રાખતો હોવો જોઇયે, ૪—ઝબાહ કરનારો મુસલમાન હોવો જોઇયે, ૫—જે હયવાનને ઝબાહ કરે તે ઝબાહ કરવાને લાયક હોવો જોઇયે જોઇયે તો તેનો ગોસ્ત ખાવો હલાલ હોય અને જોઇયે તો હલાલ ન હોય, ગોસ્ત ખાવો હલાલ છે તે બકરૂ વી૦ છે, અને ગોસ્ત ખાવો હરામ છે અને જેને ઝબાહ કરવું જાયઝ છે તે વાઘ વી૦ છે કે તેનું ચામડું લેવા માટે તે ઝબાહ થઇ શકેછે કે ઝબાહ કરવાથી તેનું ચામડું પાક થઇ જાય છે, અને કેટલાંક મુજતહીદો લખે છે કે જ્યાં સુધી તેના ચામડાને પકવશે નહીં ત્યાં સુધી પાક થશે નહીં, અને જે ઝબાહ કરવાને લાયક નથી તે કુતરો વી૦ છે કે તે કોઈ રીતે તેના અંગનો કોઇ પણ ભાગ પાક થઇ શકતો નથી, ૬—ઝબાહ કરવામાં શરત એ છે કે હયવાનના ગળાની ચાર રગો કાપવી જોઇયે, એક તો વચલી રગ જેને હુલકુમ (ગળું) કહે છે અને બીજી હુલકુમની નીચેની રગ અને બે રગો હુલકુમની બન્ને બાજુની, ૭—બનતાં સુધી લોખંડના હથિયારથી ઝબાહ કરવું જોઇયે પણ લોખંડનું હથીયાર જેમકે છરી વીગેરે ન મળી શકે તો જે ચીજથી ઝબાહ થઈ શકે તેથી ઝબાહ કરે જેમકે કાચ અથવા ધારવાળા પત્થર વી૦ થી, ૮—ઝબાહ કરતી વખતે બિસ્મિલ્લાહ કહે, ૯—ઝબાહ કરતી વખતે હયવાનને એવી રીતે કીબલા સામે રાખે કે તેનું માથું ગરદન અને છાતી કીબલા તરફ હોય અને કેટલાંક મુજતહેદોનો એવો કોલ છે કે માત્ર ઝબાહ કરવાની જગ્યા કીબલા સામે હોય તો બસ છે અને અગર જાણી બુઝીને કીબલા તરફ નહીં કરે તો હરામ છે, ૧૦—ઝબાહ કરે ત્યારે એકી વખતે તેને ઝબાહ કરી નાંખે પણ થોડો ભાગ કાપે અને થોડો ભાગ રહેવા દીએ

કે થોડીવાર પછી કાપે તો તેમાં મુજતહેદોના બે કૌલ છે અને કેટ-
લાંકોએ કહ્યું છે કે પછી કાપવાનો એવો ભાગ બાકી રાખ્યો હોય
કે તેથી તે હયવાન જીવતું રહી શકે તો તે હલાલ છે અને અગર
પછી કાપવાનો ભાગ એટલો બાકી હોય કે હયવાન મરી જવાનો
પકકો ગુમાન હોય તો એવાં હયવાનને પછી ઝબાહ કરવાથી હલાલ
નહીં થાય, ૧૧.—હયવાનને ઝબાહ કર્યા પછી તે તરફડવું જોઇયે
અથવા ધારા પ્રમાણે તેના ગળાથી લોહી નીકળવું જોઇયે પણ જો
તે તરફડે નહીં અને ધારા પ્રમાણે લોહી પણ નીકળે નહીં તો મ-
શહુર એ છે કે તે હલાલ નથી, ૧૨—એ હયવાન એ ઝબાહ કર-
વાના સબબથીજ મરી જવું જોઇયે પણ બીજા કારણોથી તે મરી
જાય તો તે હલાલ નહીં ગણાય જેમકે એક જણ ઝબાહ કરતો
હોય એટલામાં બીજો તેનું પેટ ફાડી નાંખે તો તે હલાલ નહીં ગ-
ણાય, ૧૩—ઉંટને માટે ખાસ હુકમ છે કે તેને "નહેર" કરે એટલે
તેની ગરદનના ખાડામાં તેની જમણી તરફથી છુરી અથવા નેઝો
ભોંકી દીયે કે તેથી તે હલાલ થાશે પણ બીજાં હયવાનની જેમ તેને
ઝબાહ કરે તો તે હલાલ નહીં થાય અને તેમજ બીજા હયવાનોને
ઉંટની જેમ નહર કરે તો તે હલાલ નહીં થાય.

## ફસલ તેરમી હયવાનોને ઝબાહ કરવામાં સુન્નત ચીઝોનું બયાન.

જાણવું જોઇયે કે ઝબાહ કરવામાં નીચે મુજબ પાંચ ચીજો
સુન્નત છે.

૧—ઉંટને નહર કરતી વખતે તેનો આગળનો એક પગ બાંધે ૨—બળદને ઝબાહ કરતી વખતે તેના ચારે પગ બાંધે અને પુછડીને છુટી રાખે, ૩—બકરાંને ઝબાહ કરતી વખતે તેના આગળના બે પગ અને પાછળનો એક પગ બાંધે અને એ પ્રમાણે મશહુર છે, ૪—મશહુર એ છે કે પક્ષીયોને ઝબાહ કરતી વખતે છુટા મુકી દીયે ૫—ઝબાહ કરતી વખતે ઉતાવળ કરે વાર ન લગાડે.

## ફસલ ચઉદમી હયવાનને ઝબાહ કરવામાં મકરૂહ ચીઝોનું બયાન.

જાણવું જોઇયે કે ઝબાહ કરવામાં પાંચ ચીજો નીચે મુજબ મકરૂહ છે.

૧—ઝબાહ કરતી વખતે એ હાડકાનો મગઝ કાપવો કે જે પીઠના ગાંઠમાં હોય છે, ૨—ઝબાહ કરતી વખતે જાણી બુઝીને મુંડી જુદી કરી નાંખવી, અને કેટલાંક મુજતહીદો મુંડી જુદી કરવાના ફૂલને હરામ જાણે છે પણ તેના ગોસ્તને હરામ જાણતા નથી, ૩—ઝબાહ કરતી વખતે છરીને એવી રીતે ફેરવવી કે ઉપરનો ભાગ કપાઇ જાય, કે એ પ્રમાણે કરવું મશહુર મકરૂહ છે પણ એહતીયાત છે કે એમ કરવાથી પરહેઝ કરે ૪—બીજા હયવાનની સામે હયવાનને ઝબાહ કરવું જોઇયે નહીં કેમકે તે મકરૂહછે ૫—જુમ્માના દીવસે ઝોહોરની પહેલાં હયવાનને ઝબાહ કરવું મકરૂહ છે. !

## ફસલ પંદરમી કુરબાનીના અહ્કામ.



**બકરી ઇદમાં** કુરબાની ( માહે મુબારકએ ઝીલહજ્જાહમા ) થાય છે જે વીશે ઝાદુલ મઆદમાં જનાબે અલ્લામએ મજલીસી અઅલ્લલ્લાહો મકામોહુ લખે છે કે બકરીઇદને દીવસે સુન્નત છે કે ઇદની નમાઝ પછી કુરબાનીના ગોશ્તથી **ઇફ્તાર** કરે એટલે પહેલે કુરબાનીનો ગોશ્ત ખાય, **કુરબાની** કરવી સુન્નતે મોવક્કેદાહ (તાકીદ ભરેલી) છે અને બાઅઝે ઓલમા ફરમાવે છે કે મકદુરવાલા ઉપર કુરબાની કરવી વાજીબ છે, **હઝરતે** ઇમામે જાઅફરે સાદેક અ૦ ફરમાવ્યું કે કુરબાની કરવી દરેક મુસલમાન ઉપર વાજીબછે અને ફરમાવ્યું કે અલબત પોતા માટે કુરબાની કર અને પોતાના બાલબચ્ચાઓ માટે કુરબાની કર અથવા ન કર. **ઊમ્મેસલેમાહ** (હઝરતે રસુલે ખુદા સ૦ ની બીબી) થી મનકુલ છે તેઓ કહે છે હઝરતે રસુલે ખુદા સ૦ ને અરજ કરી કે બકરીઈદ આવે છે અને કુરબાની કરવા માટે પઇશા નથી તો કરજ કરીને કુરબાનીનું જનાવર વેચાતી લઉં ? હઝરતે જવાબ આપ્યો કે હા કરજ કર કે તે કરજ ખુદા અદા કરશે. **બેહતર છે કે** ઇદને દીવસે કુરબાની કરે અને ૧૧ મી તથા ૧૨ મી તારીખના પણ કુરબાની કરી શકે છે અને **હજ** કરવા જાય ત્યાં મીનામાં હોય તો ૧૩ મી તારીખ સુધી પણ કુરબાની કરી શકે છે. **બેહતર** એ છે કે કુરબાનીનું જનાવર ઝીલહજ મહીનાની શુરૂઆતમાં લઈ રાખે અને જે હયવાન ઘરમાં પાળેલું હોય તેની કુરબાની કરવી મકરૂહ છે (તો તે ન કરે.) **કુરબાની** નીચે લખેલા જનાવરો સીવાય બીજા કોઇ હયવાનની થઇ શકતી નથી.

૧—ઉંટ. ૨—ગાય. ૩—બકરૂં. ૪—મેંઢું. એ ચાર જાતના હયવાન નર હોય કે માદા તેઓની કુરબાની થઇ શકે છે.

૧—ઉંટ—હોય તો પુરા પાંચ વરસ થયા હોય અથવા તેથી વધારે મોટી ઉમરનો હોય મતલબ કે પાંચ વરસથી ઓછી ઉમરનો હોય તો તેની કુરબાની ન કરે. ૨—૩—ગાય અથવા બકરૂં હોય તો એક વરસ પુરૂં થઈ બીજુ વરસ શુરૂ હોય મતલબ કે એક વરસથી વધારે થયું હોય તેની કુરબાની કરે અને બે વરસ પુરાં થયા હોય તો બેહતર છે. ૪—મેંઢું—હોય તો છ મહિનાનું બસછે અને અગર સાત મહીના પુરા થયા હોય તો બેહતર છે અને તેથી વધારે હોય તો હરકત નથી.

કુરબાનીના હયવાન માટે લખે છે કે-તેના શરીરના ભાગમાં ખોટ કે એબ ન હોય કાણું અથવા આંધળું ન હોય બહુજ એવું લંગડું ન હોય કે ચાલવું તેના માટે મુશકીલ હોય કાન કાપેલું ન હોય અગર કાન ચીરેલો હોય અને જુદો થયો ન હોય તો હરકત નથી તો પણ એવું ન હોય તો બેહતર છે, શીંગડાની અંદરનું હાડકું ભાંગેલું ન હોય શીંગડાની ઉપરનો ભાગ પણ ભાંગેલો ન હોય તો બેહતર છે અને બેહતર એ છે કે બીમાર અને બહુજ ઘરડું ન હોય અને સુન્નત છે કે અંગમાં તાજુ હોય અને બહુજ દુબળું પણ ન હોવું જોઇએ કે ગુરદાની ચરબી ચાલી ગઇ હોય અને ખસી (નામરદ કરેલુ') પણ હોવું ન જોઇયે એટલે તે બન્ને અઝવ કાપી નાંખેલ ન હોય અને અગર કાપેલ ન હોય ને ચોળી નાંખેલ હોય તો મકરૂહ છે. અને ખસી શીવાય બીજું ન મળે તો હરકત નથી કુરબાની માટે અગર ઉંટ અથવા ગાય હોય તો માદા એટલેઉંટણી અને ગાય સુન્નત છે, અને બકરૂં અથવા મેઢું હોય તો નરની

કુરબાની કરવી સુન્નત છે એટલે બકરો અથવા મેંઢો હોય તો વધારે સવાબ છે અને સુન્નત છે કે પોતાને હાથે કુરબાનીના હયવાનને ઝબહ કરે અગર પોતે ન કરી શકે તો કસાઇ (અથવા જે ઝબાહ કરે) તેના હાથ ઉપર પોતાનો હાથ રાખીને મદદ કરે ને તે ઝબહ કરે. ઊંટ માટે ઝબહ કરવાનો હુકમ નથી બલકે નહૅર કરે અને તે તરીકો તે કરનાર જાણે છે અને ઉંટ સીવાય બીજા હયવાનોને ઝબાહ કરવાનો જે તરીકો છે તે પણ મશહુર છે કુરબાનીના હયવાનને ઝબહ અથવા નહર કરતી વખતે નીચે લખેલી દોઆ પડવી સુન્નત છે હદીસે સહીહમાં હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ○ ફરમાવ્યું કે કુરબાનીનું હયવાન નહૅર અથવા ઝબહ કરતી વખતે તેના મોઢાને કીબલાની સામે કર અને પહેલે આ દોઆ પડ—

**વજજહતો વજહેય લિલ્લઝી ફતરસ્સમાવાતે વલ્અર્ઝ હનીફન મુસ્લેમને વમાઅના મેનલ મુશરેકીન ઇન્ન સલાતી વનોસોકી વમહયાય વમમાતી લિલ્લાહે રબ્બિલ આલમીન લાશરીક લહૂ વબે ઝાલેક ઓમિર્તો વઅના મેનલ મુસ્લેમીન.** અલ્લાહુમ્મ મિન્ક વલક, બિસ્મિલ્લાહે **વલ્લાહો અકબર.** એ મુજબ દોઆ પડીને ઝબહ અથવા નહર જે કરવુ હોય તે કરે અને તે હયવાનને ઝબહ કે નહર કરી લીએ પછી નીચે મુજબ દોઆ પડે—

**અલ્લા હુમ્મ તકબ્બલ મિન્ની.**

એનો અર્થ એ કે અએ પરવરદીગારા આ કુરબાની મારા તરફથી કબુલ કર, બીજી કીતાબમાં લખે છે કે કુરબાનીમાં બીજા ભાગીઆ હોય તો **અલ્લાહુમ્મ તકબ્બલ મિન્હુમ.** કહે પછી ઝાદુલ મઆદમાં લખે છે કે એ દોઆની બાદ પછી હઝરતે ફરમાવ્યુ

કે જ્યાં સુધી હયવાન મરી ન જાય ત્યાં સુધી માથું જુદુ કરવું નહીં પછી ચામડી કાઢયા પછી સુન્નત છે કે એક ભાગ પોતે તથા પોતાના ઘરના માણુસો ખાય અને બેહતર છે કે પોતે તેનાથી ઈફ્તાર કરે એટલે નાસ્તો કરવાની પહેલાં તે ગોસ્ત ખાય અને બીજો ભાગ પાડોસીઓને હદયો મોકલે અગર તેઓ ગરીબ હોય તો બેહતર છે, એથી મતલબ એ કે પાડોશી ગરીબ હોય તો વધારે સવાબ મલશે અને ત્રીજો ભાગ ફકીરો અને માંગનાવાળાઓને આપે (પણ તેઓ મોઅમીન હોવા જોઇએ) અને અગર ઘણો ભાગ સદકો કરે તો શાયદ બેહતર હશે. અને સુન્નતછે કે ચામડું મુંડી વીગેરે એવા હલાલ ભાગ હોય તે પોતે ન વાપરે બલકે સદકો કરે તેમજ કસાઇને પણ ન આપે પણ તે ગરીબ (મોઅમીન) હોય તો સદકા તરીકે આપે. હદીસે સહીહમાં છે કે કુરબાનીના ચામડાને રંગાવીને નમાઝ પડવા માટે મુસલ્લો કરે અને બેસવા માટે બીછાનું કરે તો પણ હરકત નથી. અગર મેઢું મલી ન શકે તો સુન્નત છે કે વચલી રાસની કીમત સદકો કરે વચલી રાસથી મતલબ કે બહુજ વધારે નહીં તેમ બહુજ થોડી નહીં; અને એક હયવાન પોતા માટે અને પોતાના ઘરના માણુસો માટે કુરબાની કરે તો બસ છે અને એક પોતા માટે તથા એક ઘરના માણુસો માટે કુરબાની કરે તો બેહતર છે અને અગર પોતાના ઘરના દરેક માણસ માટે એક એક જુદી જુદી કુરબાની કરે તો વધારે સવાબ થશે અને પોતાના માબાપ અને અવલાદ તથા સગાઓ જે જે ગુજરી ગયા છે તેઓ માટે કુરબાની કરે તો સારૂં છે. અને હઝરતે રસુલે ખુદા સ૦ બેકુરબાની કરતાહતા એક પહેલી કુરબાનીમાં ફરમાવતા હતા કે ખુદાવંદા આ મારા તરફથી તથા મારા અહલેબૈતમાંથી જેઓએ કુરબાની નથી કરી તેઓ તરફથી છે અને બીજી કુરબાનીમાં ફરમાવતા હતા કે ખુદાવંદા તથા મારા

તરફથી તથા મારી ઉમ્મતમાંથી જેઓએ કુરબાની નથી કરી તેઓ તરફથી છે.

જનાબે અમીરૂલ મોઅમનીન હઝરતે **અલી** અ○ દરવરશે કુરબાની કરીને ફરમાવતા હતા કે ખુદાવંદા આ તારા **પયગમ્બર** તરફથી છે, અને બીજો દુઆ પોતા માટે કુરબાની કરતા અને ફરમાવતા ખુદાવંદા **તકબ્બલ મિન્ની,** અગર દરેક શખસ એક એક કુરબાની જુદી જુદી કરી ન શકે તો જાયઝ છે કે ભાગીયા થઇને કુરબાની કરે એટલે સુધી કે સાત જણના ભાગમાં કરે, બલકે **સીત્તેર** જણના ભાગમાં કરે; તોપણ થઈ શકે છે.

# ફસલ સોળમી, અકીકાનું બયાન.

જાણવું જોઇએ કે અકીકામાં પણ બકરાંનું બયાન આવે છે તેથી અકીકાના બયાનને પણ અહીંયા દાખલ કરીયે છીએ. જાણવું જોઇએ કે બચ્ચાનો અકીકો સાહેબે મકદુર ઉપર સુન્નતે મવકીદા છે બલકે બાઅઝ ઓલમા પાસે વાજીબ સાબીત છે. અને બેહતર છે કે સાતમે દીવસે અકીકો કરે, અને જો સાત દીવસ કરતાં વધારે વાર લગાડે તો બચ્ચું બાલેગ થાય ત્યાં સુધી તેના બાપ ઉપર સુન્નતછે, અને તે પછી પોતાની આખી ઉમ્મર સુધી પોતા પર સુન્નત છે. મોઅતબર હદીસમાં વારીદ છે કે જેને ઘરે ફરઝંદ પૈદા થાય તેના પર અકીકો કરવો વાજીબ છે. કેટલીક હદીસનો ખુલાસો એ કે બચ્ચું અકીકાની અંદર ગુંચવાએલ છે એટલે જો અકીકો ન કરે તો વખતે બલા અને હલાકતમાં ફંસાવાનો ભોફ રહે છે. હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ○ થી મનકુલ છે કે પઇશાવાળા ઉપર અકીકો કરવો

વાજીબ છે, અને જે ગરીબ હોય તેને જે વખતે મળે તે વખતે અકીકો કરે, અને ન મળે તો કાંઈ હરકત નથી અને કોઇએ અકીકો કર્યો ન હોય અને તેના માટે કુરબાની કરે તો તે અકીકાના બદલામાં બસછે.

કોઇ શખસે તે હઝરતને પુછયું કે અમોએ અકીકા માટે બકરૂં તપાસ કર્યું પણ મળ્યું નહીં માટે અગર ફરમાવો તો અકીકાની કીંમતના પઇશા સદકો કરીએ હઝરતે જવાબ આપ્યો કે નહીં, જ્યારે મળે તે વખતે અકીકો કરજો કેમકે મોઅમીનને ખવરાવામાં અને ખુન વેહવરાવવામાં એટલે બકરૂ ઝબહ કરવાને ખુદા દોસ્ત રાખે છે.

કોઇએ પુછયું કે બચ્ચું સાતમે દીવસે ગુજરી જાય તો તેનો અકીકો કરવો કેમ ? જવાબ મળ્યો કે ઝોહરની પહેલાં ગુજરી જાય તો અકીકો ન કરે, અને ઝોહરની બાદ ગુજરી જાય તો અકીકો કરે.

ઉમરબીન યઝીદે હઝરતને પુછયું કે યા હઝરત મને ખબર નથી કે મારા બાપે મારો અકીકો કર્યો છે કે નહીં, હઝરતે જવાબ આપ્યો કે તું તારો અકીકો કર; તે વખતે બુઢપણમાં તેણે પોતાનો અકીકો કર્યો.

હદીસમાં છે કે ફરઝંદનો અકીકો સાતમે દીવસે કરવો અને નામ પણ સાતમે દીવસે રાખવું; અને સાતમેજ દીવસે માથાના વાળ ઉતરાવી તે વાળને રૂપાની સાથે તોળીને તેટલું રૂપુ સદકો કરવુ, અને અકીકાની એક રાન સુયાણીને આપવી કે જેણીએ જન્મ થતી વખતે મદદ કરી હોય, અને બાકીનો ગોશ્ત લોકોને ખવરાવવો સદકો કરવો. અને બીજી હદીસમાં વાળ તોળવા માટે રૂપા અથવા સોના સાથે તોળીને તેટલું રૂપુ અથવા સોનું સદકો કરવાનું ફરમાવેલ છે, અને અગર સુવાણીએ મદદ ન કરી હોય તો તે ભાગ બચ્ચાની માને આપવો કે તે જોઇએ તે કરે; અને અકીકાનો ગોશ્ત ઓછામાં ઓછા દસ માણસોને ખવરાવે, અને દસથી વધારે હોય તો બેહતર છે અને

અકીકાનો ગોસ્ત ખાવો નહીં, અને સુયાણી યહુદી વીગેરે હોય તો તેને ગોસ્ત ન આપતાં તેની કીંમત થાય તે આપવી.

હઝરતે ઇમામે રઝા અ૦થી મનકુલછે કે હઝરતે રસુલે ખુદાસ૦ હંસન અને હુસયન અ૦ નો જન્મ થવા પછી કાનમાં અઝાન આપી અને જનાબે ફાતમાએ સાતમે દીવસે અકીકો કયા અને સુયાણીને એક રાન એક અશરફી આપી.

અકીકાની અંદર જો ઉંટ હોય તો પાંચ વરસ અથવા તેથી વધારાનું હોય; અને અકીકાનું જનાવર બેહતર છે કે ખસી સીંગ તુટેલ કાન કાપેલ ન હોય; તેમજ બહુજ દુબળું પણ ન હોય, તેમજ લંગડુ આંધળું પણ ન હોય.

અગરચે હદીસમાં છે કે અકીકો કુરબાની માફક નથી તેથી અગર એબવાળું હોય તોપણ હરકત નથી.

અને છોકરાના અકીકા માટે સુન્નત છે કે નર હોય અને છો-કરીના અકીકા માટે માદા હોય વળી એમ પણ છે કે બન્ને માટે નર બેહતર છે:

અને સુન્નત છે કે અકીકાનો ગોસ્ત માબાપ ન ખાય, બલકે એથી બેહતર એ છે કે જે ખાવામાં તે ગોસ્ત નાંખ્યો હોય તે ખાવાનું પણ માબાપ ન ખાય તેથી પણ બેહતર એ છે કે તે ઘરના તમામ માણસો જેઓ તેના બાપના સગા હોય તે પણ ન ખાય, અને સુન્નત છે કે અકીકાના ગોસ્તની અંદરના હાડકા ભાંગે નહીં, બલકે બંદ બંદથી જુદા કરે, અને કાચુ વેંહચી આપે તો પણ ઠીક છે. અને અકીકાનું જનાવર ન મળે તો કીંમત સદકો કરવો ફાયદા કારક નથી, બલકે જનાવર મળે તે વખતે અકીકો કરે, અને અકીકો ગરીબોનેજ ખવરાવવો જરૂર નથી, પણ બેહતર છે કે ગરીબોને અને

સાલેહ લોકો હોય. સુન્નત છે કે પેહેલે બચ્ચાના વાળ ઊતરાવે પછી અકીકાનું જનાવર ઝબહ કરવું વાળ સોના યા રૂપાથી તોળવાને સદકો કરવો તે તમામ એક વખતે અને એક ઠેકાણે કરે, માથું મુંડાવતી વખતે ચોટલી ન રાખે અને તમામ વાળ ઉતરાવે.

રીવાયતમાં છે કે હઝરતે રસુલે ખુદા સ૦ની ખીદમતમાં એક શખસ પોતાના છોકરાને દોઆ કરાવા માટે લાવ્યો, તેના માથા પર ચોટલી હોવાથી હઝરતે દોઆ કરી નહીં; અને ફરમાવ્યું કે ચોટલી કાઢી નાંખો. બચ્ચાના માથાના વાળ ઉતરાવવા પછી ઉપર કેસર ચોપડવું, અને અકીકાનું લોહી ચોળવાની મનાઈ છે.

હઝરતે ઇમામે જાઅફરે સાદેક અ૦ થી મનકુલછે કે અકીકાનું જનાવર ઝબાહ કરતી વખતે આ મુજબ દોઆ પડે "**બિસ્મિલ્લાહે વબિલ્લાહે અલ્લા હુમ્મ હાઝેહી અકીકતુન અન**, (એટલું કહીને છોકરાનું તથા તેના બાપનું નામ* લેવું અને પછી કહેવું કે) **લહેમોહા બેલહેમેહી, વદમોહા બેદમેહી, વઅઝમોહા, બેઅઝમેહી અલ્લાહુમ્મજઅલહા, વેકાઅન લેઆલે મોહમ્મદિન અલયહે વઆલેહિસ્સલામ.**" અને જો દીકરીનો અકીકો હોય તો ઉપરની દોઆમાં કેટલાક શબ્દોમાં ફરક છે માટે પેહલી તે નાની દોઆ પડી છોકરીનું તથા તેણીના બાપનું નામ લઈને આ મુજબ પડવું, "**લહે મોહા બેલહેમેહા, વદમોહા બેદમેહા, વઅઝમોહા બેઅઝમેહા, અલ્લાહુમ્મજઅલહા વેકાઅન લેઆલે મોહમ્મદિન અલયહે વઆલેહિસ્સલામ.**"

**વસ્સલામ.**

---

* જાણવું કે છોકરાનું અને તેના બાપનું નામ અને છોકરીનું અને તેણીના બાપનું નામ લેવું તો આ મુજબ કેહવું દાખલા તરીકે, ગુલામ મોહમ્મદ ઇબ્ને ગુલામ અલી, ફાતેમા બીન્તે નુરમોહંમદ.

૦॥ મામાપના હકની કીતાબ.

૦। સજાએ ફુદમ મુખ્તાર વી૦ નો અહવાલ.

૦)॥ તેઃશએ ઉકબા ઇમામ હુસયન અ૦ની જીયારતનો સવાબ મુસાફરીનો અહવાલ.

૦)- ખેમરની લડાઇ પોસ્ટેજ ૦)॥

૦)॥ મેઅરાજનામા મેઅરાજનો અહવાલ.

૦।- બીબીહુર અને ચુઝાસુફનો રસીક કીસ્સો.

૦॥ મફાતીહુલજીનાન મસાએલની ઉર્દૂ હરફ અને ભાષામાં આફ્રીકા વીગેરેના ૦॥

૦)- ઉમદા મોઅજીઝો પોસ્ટેજ ૦)॥

૦)॥ ચઉદ માઅસુમ અ૦નાનામનું ઝાડ પોસ્ટેજ૦)॥

૦)॥ ૬૦ અલી અ૦નું બાજુબંધ આયતુલ કુરસીના વધારા સાથે ૦)- ના રૂપો ૦)॥

૦)॥ પંજેતનને પાકનો શજરો. પોસ્ટેજ ૦)॥

૧) રાહેનજાત ૪ થી કીતાબ.

૧) રાહેનજાત પાંચમી કીતાબ.

૦॥ નહુરેગમ ૮૨ નવહા ૧૨ સલામ પાંચ મુનાજાત, દોરૂદ વી૦વી૦ આફ્રીકાનો રૂ૦॥

૦)॥ તવરેતના ૪૦ સુરાનો તરજુમો પો.૦)॥

૦)॥ બારમા ઇમામની વીલાદત પોસ્ટેજ ૦)॥

૧॥। ગુલઝારે કરબલા જનાબે ઇમામે હુસયન અ૦ ના દુઃખથી તે તેઓની શહાદત સુધીનો જાણવા જોગ, અહવાલ ખાસ પુઠા સાથે કીંમત રૂ૧॥। પોસ્ટેજ ૦)॥ આફ્રીકાના ૦। રાહેનજાત તેમજ તુરેઇમાનના ગ્રાહક પાસેથી રૂ૦। ઓછો.

૦)॥ રાહેનમાન ફિસુલેઇલ ફુરકાન એદીન વી૦ કાવ્યમાં.

૦)- રૂબાઇયાત તેમાં આશરે ૨૦૦ રૂબાઇયો છે પોસ્ટેજ ૦)॥

૦)- તોહફએ નાજી જેમાં હઝરતે અલી અ૦ રસુલના કેવી રીતે ઉસ્તાદ થયા તેનું બયાન છે પોસ્ટેજ ૦)॥

---

રાહેનજાત તથા તુરેઇમાનેં ગયા વરસનાં ખલાસ થયાં છે, અને ચાલુ વરસનાં ખલાસ થવા આવ્યાં છે.

---

ઉપરે આપણાનો ધારો તથા આગલાં લીસ્ટ રદ છે આ સીવાય કીતાબો ખલાસ થઇ છે.

---

જેનું પોસ્ટેજ કાંઇ ન લખ્યું હોય તેનું